ગુજરાત આના માળા સિરીઝ ૪ થી.

ધાર્મિક-નવલકથા.

# તારકાસુર વધ.

પ્રયોજક અને પ્રકાશક-

ગોર, અંબાલાલ છગનલાલ ઝહેરા.

વડગામ-( મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દૂર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૭.



અમદાવાદ,

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગલદાસે છાપ્યું. ઠે૦ પાંચકુવા.

કિંમત: ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.



ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઈક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ્દ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઈએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝ સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞબંધુઓ આપ ગ્રાહક થઈ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

| | |
|---|---|
| સંવત ૧૯૭૭. | આપનો સ્નેહાધીન, |
| મકરસંક્રાન્તી | બેહેરો અંબાલાલ |
| અમદાવાદ. | વ૯ |

# તારકાસુર વધ.



પૂર્વે શોણીતપુર નામનું એક નગર હતું ત્યાં તારકાસુર નામનો દૈત્ય ઘણોજ બળવાન હતો. એણે હિમાલયમાં જઈને ઘણુંજ દારૂણ તપ કર્યું. એ પછી બ્રહ્માજી પ્રસન્ન થયા અને તારકાસુરને કહ્યું. માગ-માગે તે વરદાન આપું. તારકાસુરે બ્રહ્માને નમસ્કાર કરીને વરદાન માગ્યું. હે પ્રભુ તમે પ્રસન્ન થયાછો તો મ્હને શું બાકી છે? જો ત્હમારે મને વરદાન આપવું હોય અને ત્હમો મને પ્રસન્ન થયા હોવતો હે બ્રહ્મદેવ મને બે વરદાન આપો. એકતો ત્હમારા ઉત્પન્ન કરેલા લોકમાં મ્હારા જેવો કોઇ બળવાન થાય નહિ. બીજું કે શિવના વિર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર સેનાપતિ થઇને જો મ્હને બાણ મારે તો મ્હારૂં મૃત્યુ થાય. એવું જ્યારે દૈત્યે કહ્યું ત્યારે બ્રહ્માજી તથાસ્તુ, એમ કહી અંતર્ધ્યાન થઇ ગયા. અને તારકાસુર પણ તપ પૂરૂં થયેલું જાણી પાછો શોણીતપુરમાં ગયો. અને ત્યાં સર્વ દૈત્યોને ભેગા કરીને તેણે કહ્યું કે મેં ઘણુંજ કઠીણ તપ કર્યું. બ્રહ્માજીએ પ્રસન્ન થઈ, મને તેમના ઉત્પન્ન કરેલા મનુષ્ય કોઇ પણ મને મારી શકે નહિ આવું વરદાન આપ્યું છે. સર્વ દૈત્યોએ પ્રસન્ન થઇ તારકાસુરને પોતાનો રાજા ઠરાવ્યો. પછી રાજ્ય ગાદી ઉપર બેસાડીને અભિષેક કર્યો. એટલે દૈત્યોનો રાજા પ્રથમજ તારકાસુર થયો.

તે બધી પૃથ્વિમાં પોતાની આજ્ઞા ચલાવતો હતો. બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર એ તમામ જાતિને તારકાસુર દુઃખી કરતો હતો. તે વખતે દેવ, દાનવ, યક્ષ વિગેરે દુઃખી હતા. ને એમના

એથી તમામ રત્નો હરી લેતો હતો. તેમજ ઈન્દ્રે અને દશદીગપાલોએ પોતપોતાનાં રત્નો આપ્યાં હતા; ઈન્દ્રે ઉચ્ચૈશ્રવા ઘોડો આપ્યો. ધર્મ રાજાએ દંડ આપ્યો. કુબેરે નવ ભંડાર આપ્યા. વરૂણે સારા સ્યામ કર્ણ ઘોડા આપ્યા. ઋષિઓએ કામધેનુ ગાય આપી. એમ જ્યાં જ્યાં જે જે સારી વસ્તુ દેખી તે પોતે લેતો હતો. તેમ સમુદ્ર પણ પોતાનાં રત્નો દૈત્યને આપતો હતો અને સુર્ય પણ તેને તાપ ન લાગે તેમ તપતો હતો. ને ચંદ્ર સદૈવ ત્યાં દેખાતો હતો. ને વાયુ પણ એની મરજી પ્રમાણે ચાલતો હતો. તેમ દેવની આહુતિનુ હુત દ્રવ્ય તથા પિત્રિયોનાં પિંડદાન તે સર્વ બળવાન તારકાસુર હરી લેતો હતો. ને બધુ ત્રણુલોક તારકાસુરની આજ્ઞામાં રહેતું હતું. સર્વ દેવ એની સેવામાં તત્પર હતા તથા સર્વ રૂષિયો પણ તેની આજ્ઞા પ્રમાણે ચાલતા હતા. અને યક્ષ કિંનરો પણ તેના હુકમમાં હતા તો મનુષ્ય હો તેમાં શું કહેવું? દેવની વાડીયો તથા તિર્થ માત્ર તે પોતાને ઘેર લાવતો હતો. એવી રીતે એને રાજ્ય કરતાં ઘણાં વર્ષ વિતી ગયાં. ત્યારે પિડા પામતા સર્વે દેવો બ્રહ્માને શરણે ગયા. પછી બ્રહ્મા સર્વ દેવને ઉદાસ દેખીને બોલ્યા કે;

ત્હમે અહીં કેમ આવ્યા? ને ત્હમારે શું દુઃખ છે?

દેવ બોલ્યા કે હે પ્રભુ અમને ઘણું દુઃખ છે. તે ત્હમારૂ અજાણ્યું નથી. તારકાસુરથી અમને જે દુઃખ થયુ છે તે દુઃખ હે પ્રભુ ત્હમે મટાડો. અને હે પરમેશ્વર એ અમારી પ્રાર્થના છે. એવુ વચન સાંભળીને બ્રહ્મા બોલ્યા કે–અમારાથી એ મરવાને યોગ્ય નથી. કેમકે મારાથી તે વૃદ્ધિ પામ્યો છે. માટે તેનો ઉપાય તમને બતાવું. તે હે રૂષિયો તમે સાંભળો–શિવના વિર્યથી પૂત્ર થશે.

તે એને મારશે. પણ એ વાત હું દુર્લભ માનું છું. તો પણ મારી બુદ્ધિમાં એક વિચાર આવ્યો છે. તેનો ઉપાય હું તમને બતાવું તે હે રૂષિયો તમે સાંભળો. એ ઉપાય એ છે જે હિમાચળ પર્વતના ઉપર મહાદેવ તપ કરે છે. ત્યાં નારદના વચનથી ને પોતાના બાપની આજ્ઞાથી પાર્વતી બે સખીયો સહીત શિવની સેવા કરે છે. તો હે શ્રેષ્ટ રૂષિઓ જો ત્હેનો સંજોગ શીવ કરે ને એને વિષે મહાદેવ પોતાનું વિધારણ કરે. તો ત્હમારૂ કાર્ય થાય બીજો ઉપાય નથી. ને મહાદેવનું વિર્ય પાર્વતી વિના બીજુ કોઇ પણ ધારણ કરવાને સમર્થ નથી. તેમ તે ઉપાય ત્હમો કરશો તો કાર્ય સિદ્ધ થશે.

એવું બ્રહ્માનું વચન સાંભળીને સર્વ દેવો પોતપોતાને સ્થાને ગયા. એમના ગયા પછી ઇન્દ્રે કામદેવને સંભાર્યો એટલે તે વખતેજ તે રતી સહીત હાજર થઇ ગયો. અને ઇન્દ્રને નમસ્કાર કરીને બોલ્યો જે;—

હે પ્રભુ? મ્હારૂં શું કામ છે? અને મને શા માટે સંભાર્યો ને તમારૂં કામ કરવાને હું સમર્થ છું. એમ કહી તે પોતાની સ્ત્રી સહીત ત્યાં બેઠો. પછી ઇન્દ્રે કહ્યું કે—હે કામ તું મ્હારી વાણી સાંભળ—તું મારૂ કામ કરવાને તૈયાર છે તો મારૂ વચન સાંભળ તને ધન્ય છે હવે આ કાર્ય ત્હારૂંજ છે. એમાં ફેર નથી. મારે મીત્ર તો ઘણા છે. પણ ત્હારા જેવો મીત્ર મારે કોઇ નથી. મને જીતવા સારૂ દેવે વજ્ર આપ્યું છે અને બીજુ અસ્ત્ર તે ત્હમે. એમ દેવે નિર્માણ કર્યું છે. એમાં શસ્ત્ર તો હત્યા કરનારૂ છે. પણ ત્હમે તો મને સુખ આપનાર છો. હે પિય કામદેવ અહીં વધારે સ્તુતિ કરતો નથી.

માટે હે કામ મ્હને બહુ દિવસથી બહુ દુઃખ થયું છે. એ ત્હારા વિના બીજા કોઈથી મટે એવું નથી. હે કામ શૂરની પરિક્ષા યુદ્ધમાં ને મિત્રની પરિક્ષા દુઃખમાં થાય છે. ને નિર્ધન સમયે સ્ત્રિની પરિક્ષા થાય છે. વિપત્તિમાં કૂળવાનની પરિક્ષા ને સ્નેહ–હેતની પરિક્ષા પીઠ પછવાડે ને સત્યની સંકટમાં તેમજ હે મિત્ર વર્ય આજ ત્હમારી પરિક્ષા થશે. તે ફક્ત મારે એકલાનેજ કામ નથી. કીન્તુ દેવ માત્રનું દુઃખ દુર કરવાનું છે. ને અમો તો કેવળ પ્રાથના કરનાર છીએ. ને કાર્ય કરનાર તો ત્હમોજ છો. એવાં મધુર વચન સાંભળીને કામદેવ ગંભીર અને ગદ્દ ગદ્દ કંઠ સહીત હસતો હસતો બોલ્યો કે;

મોક્ષ માર્ગને પહોંચેલો એવો પણ ત્હારો શત્રુ હોય તો તેને પણ હું મારા કબજામાં લઈશ. ને ત્હારૂં ઇન્દ્રાસન લેવાને જે કોઇ કઠીણ તપ કરતો હોય, ત્હેને પણ હું ક્ષણમાત્રમાં સ્ત્રિઓના કટાક્ષે પાડીશ. હું તો દેવ. દાનવ, રૂષિયો અને તમામ મોટા માણુસોને પણ સ્ત્રીઓના કટાક્ષમાં પાડી શકું ત્હેવો છું તો મનુષ્ય તો મ્હારે કોણ માત્ર? હે ઈન્દ્ર છેવટે મહાદેવને પણ તપમાંથી પાડવાને હું સમર્થવાન છું.

એવાં કામનાં વચન સાંભળીને ઈન્દ્ર ખુશી થયો ને સ્ત્રીઓને સુખદાયક એવા કામને રાજી કરતો બોલ્યો;

તારકાસુર નામનો દૈત્ય બ્રહ્માથી વરદાન પામીને મોટા ધર્મી લોકોને અનેક રીતે દુઃખો આપે છે ને સર્વ ધર્મ નષ્ટ થયા. સર્વ દેવતા। નિર્મળ રૂષિયો પણ દુઃખી છે. ને હે પ્રભુ! દેવતાનાં આયુધ પણ તેણે હરી લીધાં છે. ને એનું મૃત્યુ પણ કયારે થવાનું નથી. ને એ દુષ્ટનું મૃત્યુ શિવના પુત્રથી કહેલું છે. માટે હે કામ-

દેવ પરમ સુખ થાય એવું કાર્ય તું કર ને મ્હને પણ સુખ થાય એવું કરવાને તું યોગ્ય છે. ને મહાદેવ હિમાલય ઉપર પરમ તપ કરે છે. ને એમની પાસે સખીયો સહીત સેવા માટે પાર્વતી પોતાના બાપની આજ્ઞાથી ત્યાં રહે છે. વાસ્તે તે પાર્વતિ ઉપર જેમ શિવની પ્રિતિ થાય. તેમ ત્હારે કામ કરવું. ને એમ કરીને તું કૃતાર્થ થઇશ અને આપણું દુઃખ પણ જશે. ને ત્હારા પ્રતાપથી લોકમાં સર્વને સુખ થશે. ને તું પ્રેમ વડે શિવને પાર્વતિ વિષે સ્નેહયુક્ત લીલા કરીશ. એમાં સંદેહ નથી. પછી ઇન્દ્રને એ કામ હું કરીશ એવું વચન આપીને તે કામ પોતાની સ્ત્રિ સહિત અને વસંત ૠતુ સહીત જયાં શિવ પોતે તપ કરતા હતા ત્યાં જઇને પોતાની માયા ફેલાવતો હતો. પછી વસંતના જે ધર્મ તે વનમાં પ્રગટ થયા ને વનમાં ખાખરાનાં વૃક્ષ પ્રફુલ્લીત થયાં ને આંબાને મોર આવ્યો ને આસોપાલવ ફુલતા હતા. તેલ ફુલનાં ઝાડને ફુલ આવ્યાં ને તે ઉપર ભમરા ઉડી રહ્યા છે. ને ચંદનનાં વૃક્ષો ઉપર કોકીલાનો મનોહર શબ્દ તથા ભમરાઓનો ગુંજારવ અનેક પ્રકારનો થતો હતો. ને ચંદ્રનાં નિર્મળ કીરણો—ત્યાં તે કામનો જેને અહંકાર છે. ત્હેવા અભીમાની પુરૂષોને દુતિયો હોય તેમ પ્રેરતો હતો. ને ત્યાં વાયુ પણ બહુજ સારો અને પ્રિય લાગતો હતો. ને જડ જેવાં વૃક્ષો પણ સચેત થયાં અને પશુઓને કામ ઉત્પન્ન થયો. આવી રીતે એકાએકી કામની પ્રવૃત્તિ તથા સમય વિના વસંતનો ફેલાવ જોઇને ત્યાં મહાદેવ મોટું આશ્ચર્ય પામ્યા. તો પણ સર્વ દુઃખનો નાશ કરનાર મહાદેવ પરમ તપ કરતા હતા. જયાં વસંત ૠતુનો ફેલાવ થયેલો છે. ત્યાં કામદેવ આંબાના ફુલનું બાણ ચઢાવીને ડાબી

બાજુએ ઉભો રહ્યો. રતી સહીત કામદેવને દેખીને કોણ મોહ ન પામી શકે ! એ પછી પાર્વતિ ફુલના હાર પહેરીને સખીયો સહીત ત્યાં પુજા માટે આવી. પૃથ્વિ ઉપર લોકોમાં જે બહુ જાતનું સુંદરપણું છે તે સર્વ એકઠું થઇને એકદમ પાર્વતીમાં આવીને પ્રાપ્ત થયું. ને જયારે પાર્વતીએ ફુલના હાર તથા ગજરા પહેર્યા. ત્યારે તેનું સુંદર રૂપ સો વર્ષ પણ વર્ણન થાય નહી એવું થયું. અને પાર્વતી જયારે શિવ પાસે પૂજન કરવા ગઇ ત્યારે શિવને પ્રિતિ થવા સારૂ કામે ધનુષ્ય ચઢાવ્યું. તે ધનુષ્ય કામના હાથમાંથી પડી ગયું ને કમળ જેવાં જેનાં નેત્ર છે—ત્હેવી પાર્વતિએ શિવને દેખ્યા. અને કામદેવના છુટેલા બાણના અવાજથી શિવનું તપ છુટી ગયું. એ પછી શિવ પાર્વતિના રૂપનું વર્ણન કરવા લાગ્યા કેઃ—

આ પાર્વતિનું રૂપ છે કે શું ચંદ્રમા છે ? આતે ત્હેની આંખો છે કે કમળ છે. ને એની ભ્રગુટીયો તો જાણે કામદેવનું ધનુષ્ય છે. ને નિચેના હોઠ તે પાકાં ગીલોડાં છે. ને આ શું ? નાક છે કે પોપટની ચાંચ છે.

એમ પાર્વતીનું રૂપ વર્ણવીને તપથી વિરામ પામી શિવે પાર્વતીના વસ્ત્ર સ્હામો હાથ લાંબો કર્યો. એટલે પાર્વતી જરા ત્રેગળી ગઇ ને સ્ત્રિના સ્વભાવથી ત્યાં પાર્વતી પોતે લાજ પામીને પોતાના અંગને વારંવાર દેખાડતી જોતી હતી. તેની એવી ચેષ્ટા જોઇને શંકર મોહ પામ્યા અને વિચાર્યું કે જો એને આલીંઘન કરૂં તો કેવું સુખ થાય ? એમ ક્ષણ માત્ર વિચારીને જોયું કે શું હું મોહ પામ્યો ? અરે હું ઇશ્વર થઇને પરસ્ત્રિના અંગના સ્પર્શની ઇચ્છા કરીશ ! તો બીજો કોઇ હલકો માણસ શું શું કામ

નહી કરી શકે. એમ વિવેક પામીને પોતાનું કટીબંધન દઢ કર્યું. અરે ! એ સર્વના અંતર્યામી ઇશ્વર શું તપથી ચૂકે ? કદી ના ચૂકે. પોતાની ધીરજ ના રહી એમ જોઇને શિવે વિચાર્યું. જે કાંઇ કારણ છે. નહી તો હું મોહ પામુ નહી. એમ વિચારીને ચારે દિશાઓમાં શંકરે જોયું. તો ડાબી બાજુએ બાણ ખેંચીને કામદેવને ઉભેલો દેખ્યો. ને તેજ વખતે શંકર ક્રોધાયમાન થયા. અને બોલ્યા કે:—

અહો દુષ્ટ તેં મ્હને પણ ન મૂકયો ? એમ કરી શિવ કોપાયમાન થયા. ને એમના ત્રીજા નેત્રથી બળતો અગ્નિ પ્રગટયો. ને થોડીજ વારમાં કામદેવને બાળીને ભસ્મ કરી નાખ્યો. ત્યાં દેવતાઓએ વિનંતી કરી કે, હે શિવ ક્ષમા કરો. એમ કહેતા પહેલાં તો શિવે કામને બાળી નાખ્યો હતો, એવી રીતે મહા બળિષ્ટ કામ મરી ગયો. ને દેવતાઓ દુઃખી થયા. ને શિવ પણ તેજ વખતે આશ્રમ છોડી ત્યાંથી ઉઠયા. ને પાર્વતી પણ ઉતાવળી ઉતાવળી સખીયોને લઇને પોતાને ઘેર ગઇ ને કામદેવની સ્ત્રિ રતી તેજ ક્ષણે મુર્છા ખાઇને ભોંય પર પડી. તે પોતાનો સ્વામિ મરી ગયો. તે સંબંધી ચેતન થઇને દુઃખ પામીને વિલાપ કરવા લાગી. તે જોઇને બધું વન પણ દુઃખી થયું. ને પક્ષિયો પણ જેમ રૂષિ મુનિયે વ્રત લીધું હોય તેમ બોલતાં બંધ થઇ ગયાં. ને વૃક્ષો હાલતાં બંધ થઈ ગયાં ને મૃગલાં દોડતાં બંધ થઇ ગયાં. ને ભમરાઓ ગુંજારવ કરતા છાંના રહ્યા. ને મોરના ચતા બંધ થયા. ને વૃક્ષો હાલતાં બંધ થયાં. તથા મૃગલાં દોડતાં બંધ થયાં ને વાયુ પણ ચાલતી દીશાઓમાં બંધ થયા. ને રતી વિલાપ કરવા લાગી કે હું શું કરૂં ને કયાં જાઉં ? ને દેવોએ

આ શું કર્યું. ને હે પ્રિય–હે પ્રિય ! એમ પોતાના સ્વામિને બોલાવીને વિલાપ કરવા લાગી. ને હાથ પગ કુટતી અને માથાના વાળ તોડતી હતી. ને મારા કર્મે કરીને બ્રહ્માએ મારો સંજોગ સહન કર્યો નહી. ને સુખનો આપનાર કોઇ નથી ને દુઃખનો દેનાર પણ કોઇ નથી. સર્વે પોતાનાં કર્યાં કર્મ ભોગવે છે. માટે દેવતાઓને હું ખોટું નિમીત્ત દેઉ છું. એવો રતીનો વિલાપ સાંભળીને દેવો શીવ પાસે ગયા. અને શિવની સ્તુતિ કરીને બોલ્યા. દેવો કહે છે કે:—

હે શિવ ? હે પ્રભો ? અમારૂ વચન સાંભળો કે–હે લોકના સુખ કરનારા મહાદેવ ? કામદેવે જે કર્યું તે પોતાના સ્વાર્થ માટે કાંઇ કર્યું નથી. દુષ્ટ દૈત્યથી પિડા પામેલા દેવોએ તે કામ કરાવ્યું છે. આ વાત ખરી છે અને હે પ્રભુ ! રતી એકલી દુઃખી થાય છે. વિલાપ કરે છે. ને માથાં છાતી કુટે છે. ઘડીઘડીમાં હમારો દોષ કાઢે છે. માટે હે શંકર ત્હમે પ્રસન્ન થાઓ ને આ શું ? ત્હમે દેવ લોકોને પણ દુઃખી કરવા ધારો છો. અને રતિનું દુઃખ દેખીને દેવ સર્વે મરવા જેવા થઇ ગયા છે. માટે હે પ્રભુ ત્હમારે રતિનો શોક મટાડવો એ અમારી પ્રાર્થના છે. એમ દેવોએ વિધિ પ્રમાણે શિવની સ્તુતિ કરી તથા નમસ્કાર કરીને લોકને સુખ કરનારા શિવને પ્રસન્ન કર્યા. અને પ્રસન્ન થઇને પોતે શિવ બોલ્યા.

હે દેવો, જ્યારે દ્વારીકાંમાં કામ અને રતિ મળીને રણસંગ્રામમાં શંખરાસુરને મારીને એનું ધન લઇને પાછાં દ્વારીકામાં જશે ત્યારે ભેગાં થશે. એ વચન મ્હારૂ સિદ્ધ છે. એમાં સંશય નથી. એમ કહીને શિવ અંતર્ધ્યાન થયા. અને દેવોએ શિવના વચનથી રતિને વિશ્વાસ આપ્યો. અને શિવનું કહેલું રતિને કહીને પોતપોતાને

સ્થાને ગયા. અને રતિ પણ શંખરાસુરના નગરમાં ગઇ. અને તે રતિ શિવના કહેવાથી કામદેવને શંખરાસુર કયારે હરી લાવશે તે વાટ જોતી હતી.

એ પછી દુ:ખી થયલા બધા દેવો. અરે ? હવે તારકાસુર શી રીતે મરશે એમ માંહોમાંહે વિચાર કરતા હતા. ત્યાં પાર્વતી પણ ઘેર જઇને માને મળી. અને પોતાનો સર્વ વૃતાન્ત કહ્યો. તેમ પોતાના રૂપની નિંદા કરતી તે બોલી. હાય ? હું કેમ ન મરી ગઇ ? એમ શરત કરતાં પાણી પિતાં, ખાતાં–દરેક વખતે સખીયોની સાથે પોતાના રૂપને ધિક્કારતી અને શિવનુ ચરિત્ર સંભાળતાં દુ:ખ પામતી અને જરાવાર સુખ પણ પામતી. અને શિવ–શિવ–શિવ–એમ બોલતી. એક દિવસે ત્યાં નારદ આવ્યા. અને તેણીએ તેમને આસન આપ્યું. પૂંજા કરી અને નારદને પૂછયું; કે શિવ વર શું કરે મળે ? ત્યારે નારદે જવાબ આપ્યો કે તપ કરેથી શિવ મળે. તપ વિના બ્રહ્માદિ દેવોને પણ શિવ મળતા નથી. એમ પાર્વતિને કહીને ભગવાન જેને વહાલા છે. તેવા નારદ નારાયણ–નારાયણ એમ હરિનુ નામ લેતા પોતાના સ્થાનપર ગયા. એ પછી પાર્વતીએ જાણ્યું કે તપ કર્યાથી શિવ વર મળે છે. માટે તપ કર્યા વગર છૂટકો નથી. પછી પાર્વતીએ પોતાના મુખથી શરમ પામીને સખીયો પાસે માબાપને પૂછાવ્યું. સખીયો કહે છે;

હે હિમાચળ પાર્વતિનુ વચન કહું તે સાંભળો. પાર્વતિ એના દેહનું તથા રૂપનું તથા ત્હમારૂં કુળ સફળ કરવાને ઇચ્છે છે. તે તપથીજ શિવ પ્રસન્ન થશે. બીજો કોઇપણ વશ કરવાનો ઉપાયજ નથી. માટે હે પર્વત શ્રેષ્ટ દયાજ્ઞાનવાળા તમે હમણા

તપ કરવાની એને રજા આપો. એમ પૂછયું ત્યારે હિમાચળ બોલ્યા. કે હે સખીયો; મને તો એ વાત ગમે છે. પણ મેનાને મનાવો. ને જો મેના માને તો બીજું શું ઉત્તમ? એથી મારા ઘરનું સફલપણું સમજું છું. પણ એની માને સમજાવો. એવી રીતે હિમાચળનું વચન સાંભળીને બે સખીયો તેની પાસે ગઇ. અને બોલી કે, હે મેના ત્હારી પાર્વતિ શીવ ઉપર તપ કરવાને ઇચ્છે છે. અને એ પાર્વતી પોતાનું રૂપ સફળ કરવાને ઇચ્છે છે માટે હે મેના તું એને રજા આપે તો એ તપ કરે. એ સાંભળીને મેના દુઃખી તો થઇ, પણ પાર્વતીને ત્યાં બોલાવી ઉદાશ ચહેરે બોલી; કે હે પુત્રી તું કેમ દુઃખી છું. જો તેં પહેલાં તપ કર્યું છે તો આજે આ ઘરમાં જન્મી છું. ને ત્હારે બાકી શું છે? ને તપ કરવાને કયાં જઇશ. દેવ બધાય મારા ઘરમાં છે. ને તમામ તિર્થો પણ તારા બાપના ઘરમાં છે. તો તું અહીં રહીને તપ કર કે જેથી અખંડ સિદ્ધિ થશે. ત્યાં જઇને તું શું ફળ પ્રાપ્ત કરીશ. હે પુત્રિ ત્હારૂ શરીર બહુ કોમળ છે. ને તપ તો બહુ કઠીણ છે માટે અહીં રહીને તપ કર.

એમ મેનાએ બહુ વારી તો પણ પાર્વતી સુખ પામી નહી. ત્યારે ત્હેના દુઃખને જાણીને માએ રજા આપી ત્હેવીજ પાર્વતિ માને તથા બાપને પગે લાગી. ને સખીયો સહીત તપઃ કરવા ગઇ. પોતાનાં ઘરેણાં તથા લુગડાં છોડીને મુંજનો કંદોરો કહેડે બાંધ્યો. એના ઉપર ભોજપત્ર પહેર્યાં હાર ઉતારીને મૃગનું પવિત્ર ચામડું ઓઢયું. ને જે શિખર ઉપર તપ કરવા ગઇ તે મોટું તિર્થ થયું. અને એનું ગૌરિશિખર એવું નામ પડયું. ને જયાં સારાં પવિત્ર ફળવાળાં વૃક્ષો હતાં ત્યાં શુદ્ધ પૃથ્વિ કરીને ઓટલી બનાવી અને

આસન ઉપર બેસીને રૂષિયોથી પણ ન થાય એવું પરમ તપ પાર્વતીએ કરવા માંડયું. જે પોતાનું શરીર ઘણુંજ કોમળ હતું. તે છોડીને ઉનાળાના દિવસોમાં દેવતાની પાંચ ઢગલીઓ કરીને વચમાં બેસતી. અને વરસાદમાં ખુલ્લી જગોએ બેસીને તપ કરતી. તેમ શિયાળામાં જળમાં રહીને તપ કરતી અને ત્યાં વૃક્ષોને રોપતી હતી. પાણી પાતી હતી અને રૂષીયોની પેઠે પુજતી હતી. અને તેણીએ રૂષિયોથી પણ થાય નહી એવું તપ કર્યું. આ વાત રૂષિયો સાંભળીને બહુ વિસ્મય પામ્યા. પાર્વતી કેવું તપ કરે છે. તે જોવા સારૂ ઘણા રૂષિયો આવતા હતા. આટલી ન્હાની વયવાળી પાર્વતી શું તપ કરશે. તેમ પંડીતો માનતા હતા. અને પાર્વતીના તપને કઠીણ શરીરવાળા રૂષિયો પણ વખાણતા હતા. તે વનમાં સિંહ વગેરે હિંસક પશુઓ પણ નાના જાનવરોને મારતા નહોતા. તથા બહુ ફળવાળાં વૃક્ષ તથા ઘણી જાતનાં ઘાસ—ઘણી જાતનાં ફુલ ત્યાં ઉગ્યાં હતાં. અને બધુ વન તે વખત કૈલાસ પર્વત જેવું હતું. વળી પાર્વતીના તપના પ્રભાવથી તો સિદ્ધિવાળું થયું.

એ વખતે દેવ, રૂષિયો, નારદ વગેરે પાર્વતીનું તપ દેખીને તેના તેજથી ઝાંખા થઇ ગયા. એમ પાર્વતિના ઘણાજ કઠીણ તપથી મહાદેવ પ્રસન્ન થયા. એ પછી ઘણા વર્ષે શિવ પાર્વતીનો વિવાહ થયો. અને વિધિસહઃ શિવ પાર્વતીનાં લગ્ન થયાં. શંકરના સસરા હિમાચળ અને સાસુ મેના હતાં. તેમના હર્ષનો પાર રહ્યો નહી. લગ્ન પછી શિવ પાર્વતીને લઇને કૈલાસ તરફ ગયા. ત્યાં ઘણાં વર્ષ સુખરૂપ રહ્યા. શિવ કૈલાસ ઉપર આવી અને પાર્વતીને મળીને નિરંતર શોભાને પામતા હતા. પછી દેવના દેવ જે શંકર દેવતાઓના કાર્યનો અને લોકોના દુઃખનો

હતા. એ પછી ત્હેમણે શું કર્યું કે તે હકીકત આગળ આવશે. જ્યારે તેઓ કૈલાસ ઉપર ગયા ત્યારે સર્વે મહાન્ બળવાન ગણો ખુશી થઇને વાંજા વગાડતા હતા. ને દેવતાઓ જે ત્યાં આવ્યા હતા તેઓ હર્ષ પામતા હતા. અને તેઓ એમ જાણતા હતા જે આજથી હવે શંકર આપણા ઉપર કૃપા કરશે. અને એમના વિર્યથી કોઈ પણ પુત્ર ઉત્પન્ન થશે તે તારકાસુરને મારશે. એ દેવો રૂષિયો અને જગતના દુઃખી લોકો શિવની વારંવાર સ્તુતિ કરતા હતા. અને અહીં શિવ પાર્વતિ પણ નાના પ્રકારે રંગરાગ કરતાં હતાં એમ શિવ પાર્વતીને રમતાં રમતાં ઘણાં વર્ષ થયાં. ને દેવતાઓ પણ શિવનું વિર્ય પડતું ન દેખીને દિલગીર થતા હતા. પછી દેવતાઓએ અગ્નિ દેવને શિવની પાસે જવાનું કહ્યું. એ પછી અગ્નિ હોલાનુ રૂપલઇ નેશીવની પાસે ગયો. ત્યારે શિવ ભોગાસક્ત હતા. હોલાને ( અગ્નિને ) દેખીને શિવ શરમાઈ ગયા અને ભોગ વિરામ પામ્યો. અને મહાત્મા શંકરનું વિર્ય સ્ખલીત થયું. એ વખતે શિવે અગ્નિને કહ્યું. કે કપટ રૂપ તું કોણ છે ? આ મ્હારૂ વિર્ય ગ્રહણ કર એમ કહીને મહાદેવે અગ્નિને વિર્ય આપ્યું. તે વિર્ય હોલે લીધું. તે જ્યારે ત્હેના ગળામાં ગયું પણ તે હોલો ( અગ્નિ ) વિર્યને ધારણ કરી ન શકયો. અને તે વિર્યથી પોતે દુઃખી થતો તેણે તે વિર્ય ગંગામાં ફેંકી દીધું. પછી ગંગાએ પણ મહાદેવનું વિર્ય ધારણ કર્યું નહીં. અને પોતાને કિનારે શર્કટનો ગુચ્છ હતો ત્હેમાં નાખી દીધું. ત્યાં સુંદર, ભાગ્યવાન ને જેને દેખતાં સુખ ઉપજે. એવો બાળક ઉત્પન્ન થયો. ને તે સમયે રાજાની છ કન્યાઓ ગંગામાં ન્હાવા માટે આવી હતી. ... બાળકને દેખ્યો. એક કહે કે એ બાળક મારો છે. ને

બીજી કહે ના એ બાળક મ્હારો છે. એમ પરસ્પર લઢવા લાગી. ત્યારે તે બાળક પોતાનાં છ મુખ કરીને છ જણીઓને પોતે ધાવતો હતો. તેથી એનું નામ ક્ષેમાતુર પડયું. પ્રથમ એનું નામ પાર્વતિનંદન હતું. એ પછી અગ્નિનું એનું નામ સ્કંદ પડયું ત્યાર પછી ગંગાપુત્ર નામ થયું. એમ એનાં ઘણાં નામ થયાં. એ કન્યાઓ ત્હેમને લઇને પોતાનો પુત્ર કરીને પોતાને ઘેર લઇ ગઇ. આ વાત નારદજીના મુખથી દેવતાઓએ જાણી એ પછી શિવની આજ્ઞા લઇને સર્વ દેવોએ દેવસેનાને ભેગી કરી. અને ત્યાં સેનાપતિ સ્કંદને ઠરાવ્યો. અને સ્કંદ ને દેવસેના સહીત શોણીતપુર પ્રત્યે તારકાસુર સ્હામે દારૂણ યુદ્ધ કરવાને મોકલ્યો. તે યુદ્ધ દસ દિવસ સુધી ચાલ્યું તેમાં બહુ મર્દન થયું ઘણું દુઃખ પડયું એ પછી દૈત્યની સેનાના સેનાપતિને શિવના પુત્ર સ્કંદે માર્યો. ને બીજા પણ કેટલાએક દૈત્ય ત્યાં મરણ પામ્યા. કેટલાક નાશી ગયા. ને કેટલાક પાતાળમાં પેસી ગયા. એમ સર્વને પરાજીત કર્યા. ને એ પછી દશમે દિવસે શિવના પુત્ર સ્કંદે તારકાસુરનો વધ કર્યો. શોણીતપુરમાં એ સમયે હાહાકાર વર્તાઇ રહ્યો. એ દુષ્ટ દૈત્યના મર્યા પછી સર્વ જગત નિષ્કંટક થયું. ને દેવતાઓ સર્વે સુખ પામ્યા. ઇન્દ્રે પોતાનું રાજ્ય સંભાળી લીધું. ને દેવતાઓ પરમ આનંદ પામીને સ્કંદને લઇને કૈલાસ પર્વત ઉપર શિવની પાસે ગયા. ને સ્કંદને શિવની પાસે બેસાડીને સર્વ દેવતાઓએ શિવને નમસ્કાર કરીને શિવની સ્તુતિ કરી. એ પછી સ્કંદને પાર્વતિને સોંપીને દેવતાઓ પોતપોતાને સ્થાનકે ગયા. દેવતાઓ, યક્ષો, કિન્નરો ને ગાંધર્વો સર્વે દશ દિગપાલો તારકાકાસુરના ભયથી નિર્ભય થઇ પોતપોતાનાં રાજ્ય કરવા લાગ્યા. જગત નિષ્કંટક થયું. ઇતિ શિવમ્ (શિ. પુ. જ્ઞાનસંહિ-

**સામાજીક, ધાર્મિક અને નૈતિક વિષયોથી ભરપુર.**

# અમારાં લોકપ્રિય પુસ્તકો.

| પુસ્તક. | વિષય. | છુટક નકલની કિંમત. |
|---|---|---|
| ૧ લું | —શિવ પર્વતી વિવાહ ... ... ... | ૦—૨—૦ |
| ૨ જું | —શ્રી નૃસિંહાવતાર ભાગ ૧ લો. ... ... | ૦—૧—૬ |
| ૩ જું | —શ્રી નૃસિંહાવતાર ભાગ ૨ જો. ... ... | ૦—૧—૬ |
| ૪ થું | —તારકાસુર વધ... ... ... ... | ૦—૨—૦ |
| ૫ મું | —રાજા સંન્તનું ... ... ... ... | ૦—૧—૬ |
| ૬ ઠું | —નબાબ સાહેબ ... ... ... | ૦—૧— |
| ૭ મું | —ગણપતિ યુદ્ધ વર્ણન ... ... ... | ૦—૨— |
| ૮ મું | —સ્નેહબાળા ... ... ... ... | ૦—૧—૬ |
| ૯ મું | —મોટરસર્વિસ ... ... ... ... | ૦—૧—૬ |
| ૧૦ મું | —સત્યવાન સાવિત્રી ... ... ... | ૦—૧—૬ |
| ૧૧ મું | —ચમારભક્ત રોહીદાસ ... ... ... | ૦—૨—૦ |
| ૧૨ મું | —બલીદર્પહરણ ... ... ... ... | ૦—૧—૦ |

નોંધ—ઉપરના બાર અંકોની વી. પી. સહીત ફક્ત રૂ. ૧—૨—૦ પડશે. તો મંગાવનાર વાંચકોએ નિચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

ગાર અંબાલાલ છગનલાલ
C/o ગુજરાતી પંચ ઓફિસ
ાંચકુવા—અમદાવાદ.

આનામાળા સીરીઝની
ઓફિસ
પોસ્ટ વડાગામ મુ. વડાગા
વાયા—તલોદ. એ. પી. રેલ